શ્રી

# જયરંગ

## નાટકનાં ગાયનો.

શ્રી નરહરિ પ્રાસાદિક નાટક કું.


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

જમનાદાસ વસનજી ઠક્કર.

મેનેજર- શ્રી. ન. પ્રા. ના. કું.



આવૃત્તિ ૫ મી  પ્રત ૧૦૦૦.



આ પુસ્તક રજીસ્ટર નોંધાવી તેના સર્વ હક્ક રચનારે પોતાને સ્વાધીન રાખ્યા છે. માટે તેની રજા સિવાય કોઈએ છાપવું છપાવવું યા ભજવવું નહિ.



સંવત ૧૯૭૮.  સને ૧૯૨૨.

કિંમત રૂ. ૦-૨-૦

ધી [illegible] પ્રીન્ટીંગ પ્રેસ—વીરમગામ

શ્રી

# રાજ્યરંગ નાટકનાં ગાયનો.

---

## અંક પહેલો.

બાળાઓ — ૧

સ્હાય માગું સંકટ હારી નીતિના પ્રયાસે,
રાજ્યરંગ લઘુ જગમહીં સ્થિર રહેજો પ્રભુ પાસે-સ્હાય૦
કરૂણ વીર શૃંગાર હાસ્યને રૌદ્ર ભયાનક છે જ્યાં
ખટરસ ભરપુર, ખટરિપુ સમ શૂર;
તેની મધ્ય મતિ રમે છતાં તે ન મને દમે,
જાણી રેહું વિજયિ ઉલ્લાસે— સ્હાય૦
જગ જન તન મન ધન હરનારો બોધક રંગ બનાવો;
અદ્ભૂત સુખકર, નીતિમય રસ ઝર,
ઉમંગે આરંભ કરૂં નિજય વિજય સ્મરૂં
નરહરિ તવ વિશ્વાસે— સ્હાય૦

પ્રેમપ્રભા— ૨

લાડીલા મારા ભાવથી હેરો સુંદર આ શણુગાર,
માત પિતા અને શ્રીપુર દેશના હાકમ હૈયાના હાર—લા૦
મોહક મુરતિ તારી ઉપરથી વારી જાઉં વાર વાર,

જાણું મારે ઘેર આજ પધાર્યા ઇંદ્ર ધરી અવતાર— હાં૦
જીવજો વર્ષ કરોડ, હરિ પુરજો મનના કોડ,
રહેજો રહાયક શ્રી રણછોડ, મારા મોંઘા છે રાજકુમાર—હાં૦

જયસિંહ— ૩

આવા નરથી ઉદય અહો કેમ થનાર,
જે છે વગર પુંછના પશુના અવતાર— આવા૦
જરી ન સાન છતાં જ્ઞાનવાન બનતા,
ખરૂં વિસારી ખોટે મોહીને ખુશી થતા.
નીશાની નીશામાં ખોતા જોર જર બાર— આવા૦
જનમી જીવીને મુવા નામના નહિ કરી,
કે ન રમર્યા હરિ વાતો સતાવિ ન સુંદરી,
એકે ન સુધાર્યું એવા નરને ધિક્કાર— આવા૦

કુસુમાયુધ— ૪

જરી સુંદરો સંભારો, ગત વય રંગ તમારો;
કેતાં શું નહિ મુજને મનનો હરનારો જરી૦
દુર જરી થાતો તો મનમાંહે કચવાતાં,
બીજીથી બોલું તો ખીજી રિસાઇ જાતાં
વ્હેમાતાં ને ગાતાં વિરહિ હુંગારો— જરી૦

કુસુમાયુધ— ૫

અપળા ચુકો ચટ આ ચાતુરિને ચાળા,
કામકળા—નાં ચાતુરીને ચાળા, પણ સત્ય વચન મરમાળાં—અ૦
કુસુમાયુધ—આ યૌવન રમ્ય બગીચે, ખીલેલા પુષ્પો હીચે,
ચુંટીશ પ્હેરીશ જરૂર હું કરી માળા— અપળા૦

૧૦૨૭૯



કામકળા—મને ઘરમાં બોલાવી, શું આમ જવુ છે ફાવી,
 પરખ્યા નરવર અતિશય એ કાળા—  ચપળા૦
કુસુમાયુધ—નવ રાખો અંતર છાનું,
કામકળા—નાના કહી એમ ન માનું,
 રહો દુર કાન સમાન કપટવાળા—  ચપળા૦

ભગલો—  ૬

 નથી કોઈ મારો જોટોરે,
 આકરો ચાકરી હજુરીની કરનાર બડો હુશીયાર.
 ને ખબરદાર—  નથી૦
 લટપટ લઈ લીહો લપેટો રાજી રાખું દરબાર,
 કરૂ રૂપાળા ભમરાળાને કાવડીયાં લઈ સાર;  નથી૦
 આડો હાલે તેને પાડાની પેઠે પકડીને સોટનાર,
 ભગલો બાદર કાથડજીનો નામસે કોણ લેનાર;  નથી૦

ભગલો—  ૭

 બાપા થંભી જાહે ગામ દેખી મારૂં કારભારૂં;
 વર્ત્ત કરવા આજથી હું તો કયાંયે નહિં પધારૂં,
 અભણ તો પણ કલમ હાથમાં વેંત એકની ધારૂં—બાપા.
 હુથો હાથો કોઇ થાય તો ભુલટ એકજ મારૂં,
 રહ્યું ઘરૂં નહી કાન કોઈનું માનીશ એક તમારૂં,—બાપા.
 તમે સુરજને હું સુ સાહો બેય વિના અંધારૂં,
 એવું દેહ બધે બોલાવું ભગો નામતો મારૂં,— બાપા૦

સખીઓ— ૮

ફુલી ફરીએ ભરીએ ઉમંગ અંગમાં;
સહુ થઈ ઘેલીરે; (૨) ફરીએ.
ખેલી સંગ રંગના પ્રસંગમાં હો સર્વે—ફરીએ૦
આજ સુણને વીણા મૃદંગ ચંગમારે—ફુલી.
બડી મ્હેની છે આજની રળિયામણી.
જન્મ પામ્યા (૨) શ્રીપુર રાજ્ય દિનમણિ,
વર્ષ ગાંઠ ઉજવીયે કુસુમ કુંવર તણી,
લીઓ આવાર, સંસાર, નાસાર, નો પાર,
આલી ઉછરંગમાં, ગા૦
હસે માતાનું ઉર, જોઇ વ્હાલાનું નુર ભાગ લઇએ
જરૂર એહ સ્નેહમાં.
હેમ રૂપાનાં ફુલ, વેરો માથે પ્રફુલ, થાઓ દેહમાં,
લઇ રંગીલી રાસ, (૨) ગીતે ગજવો આકાશ;
પુરે અંતરની આશ, દેવ આવીને પાસ,
દીએ આશીષો ખાસ, રાયજાદાને,
વિપતિ હરણી, કીરતિ કરણી,
પ્રભુતા ભરણી, ને સુધા ઝરણી;—આજ૦

જયસિંહ— ૯

અહા પેલી ઉભી, મમ મન વસી તેજ રમણિ;
કરે કેવી ક્રીડા, અવર રતી જેવી સખી ભણી.
જુવાની એનીનાં કુસુમ પર હું ષટ્પદ બણી.
સદા ગુન્જું હ્યારે, અધર રસ પીતો મદ્દહણી.

જયસિંહ— ૧૦

ધ્યાન જ્ઞાન તારી છંદમાં જુપાઇ જાય છે;
ગૂઢ કાય થાય રેમ રોમ તું જણાય છે; ધ્યાન૦
શાન્તિને પ્રકાશ ગુણ ચંદ્રનો ગણાય છે;
મુજમને આ વદન ચંદ્ર વિપરિત હો! થાય છે; ધ્યાન૦
ગોરો છોડી દે ગુમાન મન હરણી માન માન,
હે ભલાઇ જે જુવાની વ્હાલી ચાલી જાય છે, ધ્યાન૦

શીલવતિ— ૧૧

યુવરાજ જરી (૨) ગતિ સ્થિર રાખો
લાજ તજોના લાખની,
નવ સાંપડશે (૨) આ જીવનમાં
જશે પલકમાં આંખની
હજુ જશમય જીવન છે કરવું,
ત્યાં અપમાનમાં મરવું ધરવું,
પછી શું સુખ લઇ જગમાં ફરવું, યુવરાજ૦
છે કામ સ્વપ્ન સુખ ઘડી એનું,
પરિણામ ભયંકર છે તેનું,
હણિ તે ખર પોષો વિનય ઘેનું. યુવરાજ૦

પ્રેમપ્રભા— ૧૨

શ્યામ વિચારો કુવિકારો કરે ખ્વાર;
શો સ્વાદ છે શાણા પરાઇ નારીની યારીમાં;
એ તો ભ્રમિત ચિત્તને કરનાર— શ્યામ૦
કહે સ્ત્રી છે સમ સરપનીસમ;

મુરખ લોભાય છે;
કુરની સુંદરતામાં પતંગ પ્રમાણે અંગ,
આરૂપિ બળતા પછી કરે છે પુકાર— શ્યામ૦
પ્રેમપ્રભા— ૧૩
પુજ્ય માતા! રે જો સદા આવાં પ્રેમી શીરનામુ,
પ્રાણુપતિ છે મારા તોરોહા નાં જોરો,
એના દોષ સામું— પુજ્ય
સાતવંશ સંતોષ્યા છે સંકટમાં રહાય કરી,
તેમજ એક નિભાવી લેજો;
ગમે તેમ પણ પુત્ર તમારા, ગણી સુધારો ગુણ નઠારા,
આપ ભરોસા પુરો અન્ય નથી હિતકારા,
માજી કેમ વિરામું.— પુજ્ય૦
ઉન્મત્તસિંહ— ૧૪
અસ્ત કરીને મસ્ત થઈ બસ આ જીવન ગાળું;
હુસ્ત સંસ્ત કરોશ નથી પછી કોઇ કહેવાવાળું; અસ્ત.
સૈન્ય બધું છે મારે હુકમે હાજર રહેનારૂં,
તારાં શત્રુ દુર્જન મારીશ કરી નામ કાળું;— અસ્ત.
પુરજનને પરિજનમા રાખીશ કેય નહિં તારૂં,
ઠાકરીઓ વીંધી થઇ ઉન્મત્ત ડરીશ વેરવાળું. અસ્ત.
વિલાસવતિ— ૧૫
વેર વાળવારે, મન ઠારવારે, હવે આવ્યો છે મારોય દાવ,
જુવા જો જે જયસિંહ, હવે થઈછું હું સિંહ,
નહિં મારા પંજામાંથી છુટ, આવ સામો હાટેલા તું આવ—વે.

.ળાને ભમાવી તેં કરીતી, ઓરંગાઈ માતાને કોઠી સમાન
ફળ હવે લેજે નાદાન, નાર બુદ્ધિનો જો જે પ્રભાવ-વે.

ગતિ— ૧૬

પુંછડી સાચતણું છે વીંચુ મોતે મરનાર,
ત્રાજવું તે બાજુમાં હજુ કહું છું પગધાર,--થાન૦
નેકીથી શું થાવાનું જ્યાં બદી ઠારો ઠ.ઠે.- થાન૦

!— ૧૭

મ સાભળી આપ તણી મુરખનાં મન બળનાર,
ા ઇશને કર્મ ઓળખે તે નહિં અહીં મળનાર;-શીખ.
દેશે નવ દેશ કુહાડો કાઇક કરો વિચાર;— શીખ.
પે જાશે પત જમ દેશે વાર વાર ફીટકાર,- શીખ.

— ૧૮

. બેનડી ચાલો પાણીડાં જઈએ.
ણીડાં જઇએ, બેડુલા રૂડા લઇએ,
ાસર વાસે શીખીને જાવું
ાનીતાં કામ કરી હંશાનાં થઈએ હો૦
ામ દીપાવવા માબાપ કેરૂં;
ડી રીતીમાં પ્રીતિ રાખીને રહીએ; હો૦

ઓ— ૧૯

ભાજે સોનાનો સુરજ ઉગ્યો આંગણે રે;
ભાગ્ય ભવાનીનાંનો ન પાર,

રૂડા રાજ આ વરને દિપાવશે રે;
ભુમિ શ્રીપુર દેશની સોહામણી રે,
બેટી ભાગ્ય ભલા ભરથાર,
અશે રસવાળી સહુને મન ભાવશે રે,
એની શીલવતિને હુંયે હોશ છે રે,
લેવા રાજ્ય તિલક તણો લ્હાવ,
એ તો જયસિંહને કુલડે વધાવશે રે; આજે૦

શીલવતિ-- ૨૦

છવો જુગો જુગ રાજા, રાખો સુખશોનો સાજા રે -છવો૦
અહો પુર્વજોના રીતી, મન સર્વ જનનાં જીતી;
પ્રિય થાઓ પિતુથી ઝાઝારે; છવો૦
સહુ દેવને સુર સ્વામિ, ના સરિ ગુણ નૃપ પામિ,
શીવ તુલ્ય હો મહારાજા રે; છવો૦

---

## અંક બીજો.

---

જયસિંહ— ૨૧

મતિ કેમ જતી રહી મારીરે અઘટિત-કર્મ કને.
છેક વિવેકને પશુ થઇ ભુલ્યો,
વચન દીધેલું વિસારીરે પ્રેમપ્રભા તુજને, મતિ૦
પાપ તણા અતિ તાપ તપાવે,
શાન્તિ નથી મુંઝારીરે કોઇ કળાય મને; મતિ૦

કામકળા— ૨૧

ધન્ય ધન્ય કીધી આ દેહ, આવી રાજા આંગણે-એ-એ-એ
વરસાવ્યા મયા તણા મેહ— આવી૦
સેવા શી શંક કરીએ: ચરણે સરવસ્વ ધરીએ,
ભાવે ભાવથી સ્વિકારશોજી;
જાણું છો દેવ મારા, રાખું કરી પ્રાણથી પ્યારા,
રહેજો થઇ હોંસે હૈયા હારજો રે— આવી૦

કામકળા— ૨૨

અમર વર મારા છો આધાર;
સુનો આપ વિના સંસાર
ગણું મમ જીવનના સાર— અમર૦
કુસુમાયુધ—દુ:ખ સમય સુખદાયિની કરજો અતિ ઉપકાર,
કામકળા—સુખ સંગી દુ:ખે દૂર થનારી ગણું અધમ અવતાર
ત્રિયા એ ગણું અધમ અવતાર— અમર૦
કુસુમાયુધ—સર્વ ભૂલ્યો દુ:ખ ભેટતાં તું સમ સદગુણી નાર,
કામકળા—તેમજ હું બહુ ભાગ્યશાળી પામી સુભગ ભરથાર,
પુન્યથી પામી સુભગ ભરથાર— અમર૦

ઉન્મત્તસિંહ— ૨૩

નહિં કદી નહિં હુકમે માન હું દઉં,
શું કામ શોધીને ન એનો પ્રાણ લઉં;
દશા શી મારી થાય જો જોય સંપી જાયતો,
પ્રપંચ પાશમાં જરૂર હું ફસાઇ જઉં;
ભમી ભુમિ આકાશ કરીશ નાશ સર્વનો
જુઓ કરે તો આનો પણ અરિ અવશ્ય થઉં— નહિં૦

ગાંધજભો— ૨૪

મારા ભગવાન ભાઈની ઘોલડી,
પેરે કસબી રેશમની લગામરે.
ઝાંઝલડી વાગે છે નાજુક નાચતી;
વાહે હાથડે બાંધી હાલતા,
એને પાટુથી વેલી વધાવરે;
ઝાંઝલડી ભટકીને ક્યાંય ન લાગતી,
રૂડાં ભગવાન ભાઈનાં રૂપને,
જેવી મોહી છે કેતકી નારરે;
ઝાંઝલડી એમ તું એ મોહી ન જતી— મારા૦

અનુપસિંહ— ૨૫

ધ્રુજાવું હાકે હું ધરા,
કાળ પ્રલય થઈને બસ હાલ શ્રીપુર જઈને ફાલુ— ધ્રુ૦
અકળ બળથી હણી ધરીશ ચક્ર અમિત ભાલ.
હૃદય ચીરો ચરરરરર, શોણિત ધાર ધરરરરર;
ભરવીને સરિતા સમ ત્યારે આ મન—
નિવૃત થાશે જગથી— ધ્રુજાવું૦

પ્રેમપ્રભા— ૨૬

રામ રસના રટ, વ્યાપક ઘટ ઘટ,
લેવા સ્થિર શાન્તિ— રામ૦
છે આ જગત રંગ પતંગ જેવો,
અસ્થિર તજ ભ્રાન્તિ— રામ૦
લેવા અમર સુખ જગનિધિ તજી જા,
જ્યાં હરિ રવિ કાન્તિ— રામ૦

કામકંળા— ૨૭

અહા કેવું મન રીઝાવે શીતલ સમીર લ્હેરી,
કેસરમ કરે શા કેરી— અહો૦
કુસુમને ફરસી ફુલીને ઝુલતાં ન્હાના આ વૃક્ષ વિવેકી,
નમો અનોખતા જગત જનને જવું ન સુખમાં ન્હેકી—અ૦
પ્રાણ બિરાજે પ્રમોદથી પેખવા પ્રભુ કૃતિ તણી નેકી,
અહીંએ સ્વચ્છ હિંડુ રે મનમોહન ચિંતા ભીતિ દઈ ફેંકી—અ૦

---

## અંક ત્રીજો.

જંગલી— ૨૮

શું કે સ્વાર્થ તું કામ હરામી
આપે વશ વસીને બદનામી— શું૦
આમત તારી મેં શીદ કીધી,
થાવા રસાતલ ગામી, તજી સુખ— થાવા૦ શું૦
ગુલમિયાને મમ જીવનની,
ખ્વારી કરાવી નકામી; અધમ તેં— ખ્વારી૦ શું૦

ઉ-મરાવસિંહ— ૨૯

આકે અનીશ રાજ ધિરાજ, કરી સર શીરનું રાજ,
શીર જાહેર ધરીશ તાજ. આજ બની સરખી અરિનો સમાજ
ગણતા મુજને જે તાબેદાર, તે બદકારનો થઈ સરદાર;
દાર દમામ દેખાડી અપાર, ખુશીથી ફરીશ કરી તારાજ;—આ૦
સિપાઈમાંથી સેનાપતિ થાય, ને ત્યાંથી ફુલીને રાજા કહેવાય,
એવો હું જેવો નથી જગમાંય, થશે કે થાશે પુરા કંઈ આજ, આ૦

પ્રેમપ્રભા ૩૦

અરર ચિત આ અરર ચિરાયે:
પ્રાણનાથ પ્રિય પુત્ર વિયોગે,
સ્માવરે જ યમ આળા ઘાયે. અરર૦
કયાં પાપનો શાપ નકે આ?
દિવસ થાય અતિ, ભય વિપત ભરી;
સુખ વારો નવ કેમ જણાએ, અરર૦

અનુપસિંહ— ૩૧

ક્રોધ રકતમાં ખરો, ભરો, ચરો અગાડી બહાદુરો;
ફરો પાપીનાં કલેવરો, ધ્વજ ફતેહની ફરકાવો,
આજ સુખોનાં કર્મ થકી સંચ્યાંછે પાપ અમારૂ
આરૂ હરાવો એક સપાટે, લેવા નિર્મળ છાપ,
આવ્યો અવસર, અતિશય સુંદર
આવ્યાંતા સ્હાયક ચાલો— ક્રોધ૦

કુસુમાયુધ— ૩૨

વાહ વાહ સાચાંના સંગી શ્યામ,
લીલા તારી ન્યારી અતિ છે, કમનિય રૂડી કૃતિ છે,
મોહે મારી મતિ હું— વાહ૦
એક પળે તું પ્રાણીને સૂર્ય તાપથી શોકતો રે,
બીજી પળ શીતળ જળ વરસાવ—
અનહદ તારી કરૂણા ક્ષતિછે, કમનિય— વાહ૦
દૂર કરિયે તાત તારિને મેળવીયાં માત પ્યારી,

કુસુમાયુધ—

યોગ ને તજશું, ભોગને ભજશું,
લેશ દુરથી, તવ મુરતિ,
રહેશું સંતોષે હાલ રસાળી— આહા૦

કામકળા—

કાઢી બહાનાં, પ્રિયતમ છાનાં,
ફરી મળશું, મુદિત થશું,

કુસુમાયુધ—

ચહું હું યે એવું મુગ્ધબાળી— આહા૦

રાજ્યશ્રી— ૩૯

અમરરાય રાણીની હાય હણ કરી,
સંકટ સર્વ નિવારીને એમનાં,
રિદ્ધિ સિદ્ધિથી દેશ ભરો— અમર૦
ઉત્કર્ષ આર્ય પ્રજાના દયાનિધિ,
વાયુ વેગે થઇ ઝાની હરો— અમર૦
યાચે છે એજ આ નરહરિ સંઘળી.
પ્રભુ કામ જય વિજય સરો— અમર૦

# સમાપ્ત.

# ચી સલાહ.

—:o:—

એજ ખરો દેશ, કે જેમાં ભ્રાતૃભાવ ઉભરાય—
એજ ખરો વેષ, કે જે તદ્રૂપ ભજવાય—
એજ ખરો કેશ, કે શીરનામા જેવા જણાય,
અને એજ ખરો પ્રેસ, કે જેમાં તમામ કામ છપાય.

તે પણ કેવું—

શુદ્ધ, સ્પષ્ટ, સુશોભિત, અને નિયમિત છતાં સસ્તું,

વળી—

સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી વીગેરે ભાષામાં—

માટે—એકવાર—જરૂર

## ધી ન્યુ પ્રીન્ટીંગ—પ્રેસમાં પધારો.

**પ્રોપ્રાયટર શા. મફતલાલ માણેકલાલ.**

ગુંગળીદાર અગરબતી, દશાંગી ધુપ, સ્વાદીષ્ટ ચુરણો
વીગેરે કીફાયતેથી મળશે.

ઠે૦ ખારકી બજાર વીરમગામ.

